શ્રી ગણેશાય નમ:

# સંગીત ભાંરભૂતિશ્વર માહાત્મ આખ્યાન.

[ તમામ નાટકના રાગથી ભરપુર ]


રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**વૈદ્ય કાશીશંકર રવીશંકર દવે,** ભીતૃરા મેડાવાળ.

ડીસોટ.


દોહરો

પંચાક્ષર મંત્રે કરી, હરે શીવના જાપ;
ત્રીવીધ તાપો નાશતા, પ્રલય થાયે પાપ.


આવૃત્તી ૧ લી નકલ ૧૦૦૦.





સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વકર્સમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું,
ખાડીયા જેઠાભાઇની પોળ—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૨-૦.

# પ્રસ્તાવના.

---

મારા સજ્જન પ્રીય મીત્રો આપણી પવીત્ર આર્ય ભૂમીના મહાન બ્રહ્મ રૂષીઓએ પ્રાચીન સમયમાં અગાધ બુદ્ધી વાપરી જનમંડળના કલ્યાણ અર્થે મહાન વીષયો ઉપર અરાઢ પુરાણ તથા બીજા ઉપપુરાણો બનાવેલા તે હાલના સમયકાળમાં ઘણા છપાયા પણ છે. તેમાં નર્મદા પુરાણ વાયુ પુરાણાન્તરગત્ મૂલ મારા હસ્તમાં આવ્યાથી અવલોકન કરતાં ભારભૂતીશ્વર મહાત્મ વીષેનો વીષય વાંચવામાં આવ્યો જેથી દરેક મનુષ્યોને વાંચવા પ્રીય થઈ પડે એવી ઉત્કંઠાથી સંગીતમાં બનાવા મારૂં મન દોરાયું શાથી કે હાલના શોખીન પુરૂષોનું કથાવારતા ઉપર લક્ષ દોરાતું નથી પણ આપણા ભવીષ્યમાં શું થવાનું છે એનો વીચાર કરવો જોઇએ એવું સમજી આ લઘુ પુસ્તક નાટકોના રાગથી બનાવી ધારેલી ધારણા પાર પાડવામાં જે શ્રમ લીધો છે તે મારો સાફલ્ય થશે એવી આશા રાખુંછું. તેમ આ પુસ્તકમાં કોઇ પણ ઠેકાણે ભુલચુક હોય તો તે સુધારી વાંચશોજી.

સંવત ૧૯૭૩ શ્રાવણ શુદ ૨ વાર શની.

લી. વૈદ્ય કાશીશંકર રવીશંકર દવે,
મુ. હાંસોટ, જીલ્લે ભરૂચ તાલુકે, અંકલેશ્વર.

---

# અર્પણ પત્રીકા.

---

**મુરબ્બી ભાઇ શ્રી જમીએતરામ રવીશંકરજી**

આ ભારભૂતીશ્વર મહાત્મ સંગીતમાં મેં

તૈયાર કીધું છે તે લઘુ પુસ્તક

આપને અર્પણ કરૂં છું

તે સ્વીકારશોજી.

લી.

આપનો આજ્ઞાંકીત સેવક

**વૈદ્ય કાશીશંકર રવીશંકર.**

શ્રી

# ભારભૂતિશ્વર માહાત્મ આખ્યાન.

## ગણપતી સ્તવન.

કર્ત્તા— રાગ ધનાશ્રી.

વિઘ્નહરા ગણરાય, પ્રણમું હું તો વિઘ્નહરા ગણરાય. ટેક.

સકળ કાર્યમાં પ્રથમ સ્મરે જન, વિઘ્નો તેના દુર થાય. પ્રણમું. ૧
સુંઢા દંડ વિરાજીત અનોપમ, ગુણ રૂપીજન ગાય. પ્રણમું. ૨
તીન લોકમાં તાહારી સેવા, પંચામૃતસે કરાય. પ્રણમું. ૩
સીંદુર ચરચીત અંગ સોહાવે, ધર્યા મોદીક કરમાંય. પ્રણમું. ૪
તેત્રીશ ક્રોડ સુર મધ્યે દીપતો, અતુલ તાહારી શોભાય. પ્રણમું. ૫
શુદ્ધ બુદ્ધ સરખા છે તરૂણી, લક્ષ લાભ સુત ન્હાય. પ્રણમું. ૬
મનકામના પુત્ર વધુ કહાવે, રીદ્ધ સીદ્ધ તનયાય. પ્રણમું. ૭
ક્ષેમ કુશળ જામાત્ર નીરખતા, હ્રદય ઘણું હરખાય. પ્રણમું. ૮
પરીવાર તારો જોઇ અપરમીત, સ્મર્ણ કદી ના ભુલાય. પ્રણમું. ૯
ભવદુ:ખ હારક ગૌરીનંદન, સન્મતિ આપ સદાય. પ્રણમું. ૧૦
તારક દેવ દુર મતિ દહન કર, પાપ પ્રલય થઇ જાય. પ્રણમું. ૧૧
કરી વંદન વર માંગુ હું તુંજથી, અહોનીશ ગુણ ગવાય. પ્રણમું. ૧૨
કાશીશંકર દીન દાસ કહે છે, કરજો મ્હારી રક્ષાય. પ્રણમું. ૧૩

કર્ત્તા— રાગ દીંડી. સરસ્વતી સ્તવન.

સરસ્વતિ વંદુ તને હાથ જોડી માતા, વરદાયીની છો સર્વ શાસ્ત્ર જ્ઞાતા;
વળી તમે જ્ઞાનીના છો શુદ્ધબુદ્ધી દાતા. સરસ્વતિ. ૧

વીણા પુસ્તકો છે કરમાં સૌખ્યકારી, ધર્યા શ્વેત વસ્ત્ર શ્વેત હંસ સ્વારી;
સ્ફટીક માળા ધારી સીદ્ધિને દેનારી. સરસ્વતિ. ૨
સકળ વિશ્વમાં તું કોઇને ના અજાણી, કૃપા થાયે તારી તોજ સુધરે પ્રાણી;
વસો જીવ્હામાં ગીરવાણ નીકળે વાણી. સરસ્વતિ. ૩
સદા વાસ કરતી તું જન જેહની પાસે, ચડયા તે ગીરીએ નર તે દીવ્ય ભાસે;
સ્મરે કાશીશંકર ગાઈ ગુણ હુલ્લાસે. સરસ્વતિ. ૪

**યુધિષ્ટર**—હે માર્કંડ રૂપી તમારા મુખથી અનેક પ્રકારના પાપને દુર કરનારા માહાત્મો મેં ઘણાં સાંભળ્યાં છતાં ત્રિપુરાસુરનો નાશ કરનારા જે શંકર તેમનું પવિત્ર માહાત્મ આ રંકને સંભળાવા કૃપાવંત થશો.

**માર્કંડઋષી— રાગ જબકે કલંદર.**

રાય યુધિષ્ટર શ્રવણ કરોને, ચિત્ત પરોવી વાત તમાંમ;
સુભાગ્યે હૃદયાનંદ સુચવે, પ્રામ થશે કાંઈ નજીક ગાંમ.
આજે અતિ ઘણો હર્ષ ઉરે, થયો મન્નમાંય,
સમીપમાં આવ્યું આતો, ચાલો ઝટ ત્યાંય;
સાચવીએ નીતિ રીતિ, તો તો ત્યાં જવાય,
પવિત્ર ધામ એ છે અતિ ઉત્તમ, આચરવા જઇને શુભ કામ. રાય યુ. ૧
જુવો દેવ ને દાનવો સર્વે, ગંધર્વોની સાથ,
અપ્સરાનો સમુહ ભારી, વિનવે જોડી હાથ;
નોધારાના બેલી વસતા, એ ત્રીલોકીનાથ,
પ્રણમું પ્રેમે નેહથી નમીને, વશ રાખીને ચીત્ત લગામ. રાય યુ. ૨

**યુધિષ્ટર— રાગ સુંદીર શામળીઆ.**

શંકર ત્રીપુરારી, ભારભૂતીશ્વર નામે. ટેક.
કહો માહાત્મ વિસ્તારી એનું, નામ જગતમાં મોટું જેનું;

પ્રગટ થયા શું કારણ તેનું, સંભળાવો શાન્તી મન પામે. શંકર

**માર્કંડઋષી**—આ તીર્થને વીશે વસેલા શંકરે અતિશય ભાર ઉંપાડેલો જેથી એ તીર્થનો મહીમા તથા ઉત્પત્તી વીશે પૂર્વે મારા પ્રત્યે શંકરે કરેલી જે વાત તે આપના પ્રત્યે કહું છું.

**માર્કંડઋષી— રાગ અબ ચલે ન મોહન તેરા.**

કહું વાત સર્વ વિસ્તારી તું સાંભળ ચિત્ત દઈ મ્હારી,
ગયો કૃતયુગ પૂર્વે જ્યારે, હતો રૈવત મનુ તે વારે;
પટકર્મ સાધ્ય દ્વીજ ત્યારે, વેદનો વાશ, વિપ્રની પાશ,
રહે તો ખાસ, છતા ઉપકારી. તું સાંભળ ચિ. ૧
જેનું વિષ્ણુશર્માં નામ, સૌ શાસ્ત્ર ભણેલો તમામ,
જીતેલો ઈંદ્રી ડોલ દમામ, દયાનો ભાગ, દાનનો જાગ;
સત્યનો બાગ, ધીરત્વ ધારી, તું સાંભળ ચિત્ત દઈ. ૨

**માર્કંડ— રાગ દીંડી.**

વસે આ તિર્થમાં વિપ્ર તો અપાર, કરે પૂજા પ્રેમે જાણી તત્વ સાર
ધરે શીલ વ્રત શાંતીનો પ્રકાર, વસે આ. ૧
દશે ઈંદ્રી તણો વીજય તો કીધો, વેદ ધર્માચર્ણ જેવો લાભ લીધો;
કરે સત્યકર્મ માર્ગ ઝાલી સીધો, વસે આ. ૨
જેને સહનતા વ્યાપી છે અનુપ, અધમ હીંસા કરી પડતા નર્ક કુપ;
તારે પાપીને બનાવે હેમરૂપ, વસે આ. ૩

આ નર્મદાના તટ ઉપર રહેનારા બ્રાહ્મણો હમેશાં જંગલમાં જઇને દાંણા વીણી લાવે અને સર્વે સાથે બેસી ભોજન કરે તેમાં વીષ્ણુ શર્મા•નામે બ્રાહ્મણ તીર્થને વીશે જઈ તીર્થની હમેશાં સ્તુતી કરતો હતો.

## રાગ ગીતી.

વિષ્ણુ શર્મા નામે, બ્રાહ્મણ શ્રેષ્ટ કરે તીર્થ સેવા;
આશ્રમ જોઇ પવીત્ર, કરી કરૂણા આવા મહાદેવા. રામા.

કર્ત્તા— **રાગ ત્રીતાળ ચોપાઇ.**

પલટું શંકરે આત્મસ્વરૂપ, આવા બટુંક બનીને અનુપ. ૧
ભણે બ્રાહ્મણપદ કૃમ ભારી, જોઇ પ્રસન થયા ત્રીપુરારી. ૨
પ્રેમે વીપ્રને લાગ્યા તે પાય, હર્ષ અંગમાં અતી ઉભરાય. ૩
કરતા પૂજન કૈલાશવાસી, સાધી અવસર ટાલી ઉદાસી. ૪

વિષ્ણુ શર્મા— **રાગ દોહરો.**

શાને કારણ આવીયો, શી થઇ ઈચ્છા મંન;
પુરૂ મનોરથ પ્રેમથી, લે આપુ બાળ વચન. શીયા.

બટુંક— **રાગ માઢ.**

હું આવ્યો તમારી પાસરે, હું આવ્યો તમારી પાસ. ટેક.
કરવા વેદ તણો અભ્યાસરે, હું આવ્યો તમારી પાસ.
શીષ્ય સર્વની સાથે રહીને, લઇશ વીદ્યાનો લાભ;
કૃપા તમારી પૂર્ણ હશે તો, પોચશે બુદ્ધી આભરે. હું આવ્યો. ૧
સેવા સારી કરીશ તમારી, આણી અંતર વ્હાળ;
ધામ તમારે રહીશ ઉમંગે, છઉ નાનકડો બાળરે. હું આવ્યો. ૨

ગુરૂ— **રાગ મરાઠી સાખી.**

બાળક વયમાં બુદ્ધીશાળી, દીશે ચતુર ગુણવાન;
શ્રેષ્ટ સર્વમાં સૌથી કહાવે, આપીશ વીદ્યાદાન.
જોઇ અધ્યન, મારૂં મન થાયે પરસન. જોઇ અધ્યન.

બટુંક— રાગ ગિતી.

કરે તમારી સેવા, સઘળા શીસ્યો મળી અતી ભારી;
વરતીશ તેહ પ્રમાણે, રાત દીવસ હું કરીશ સુખકારી. રામા.

**માર્કંડઋષી**—હે રાજા યુધિષ્ટર બટુંકના વિનય પૂર્વક વચનો શ્રવણ કરીને ગુરૂ વિષ્ણુશર્મા ઘણા પ્રસંન થયા અને કેવા લાગ્યા કે આ બધા શીસ્યો સહત ને પણ ભણાવીશ એમ તથાસ્તુ કહી વરદાન આપ્યું હતું.

મોટો શીષ્ય— રાગ સીંહાનો કન્હરો.

આજે બટુંક તુંજ આવ્યો વારો, તેહ વીશે સું વીચાર છે તારો. ટેક.
આશ્રમે રહીને કરજો રસોઇ, અમને આજ જમાડીને ઠારો. આજે. ૧
ગુરૂ સહીત વન જઇસું ફરવા, એહ અરજ તમે ઉરમાં ધારો. આજે. ૨
ધરૂં આશા એવી અંતરમાં, કરજો શાન્તિથી પાકજ સારો. આજે. ૩

બટુંક— રાગ ગિતી.

સત્વર અહીંથી સીધાવો, રસોઇ સઘળી રાખીશ હું તૈયાર;
જયાં રે તમે સૌ આવો, ત્યારે જોજો હશે જરી નહી વાર. રામા.

**માર્કંડઋષી**—હે રાજા યુધિષ્ટર તત્કાળ બટુંકે વનસ્પતી દેવને અને કામધેનુને બોલાવ્યા.

વનસ્પતિદેવ. }
કામધેનુ. } રાગ ગિતી.

સંભાર્યા શા માટે, કામ હોય તે કહો અમે કરીએ;
આવ્યા આપ સમીપે, સોંપો અમને ઉલટ ઉર ધરીએ. રામા.

બટુક— રાગ પંડીત કે વચન—લાવણી.

ગોક કામ તમારા સરખું નીકળું આજે, હું જાઉં છું વનમાં, કરો રસોઇ સૌ કાજે.
ગુરૂ સિષ્ય આવશે, સાંજ થતામાં ઘેર, તે અવલ તમારે, કરવી સઘળી પેર. ૨

શીષ્યો— રાગ ડરમાં તું દીલ સાથ.

આ શું કીધું કામ, બટુંક તે આ શું કીધું કામ.
કેમ સહેશે ભૂખ તમામ, બટુંક તે આ શું કીધું કામ.
આવ્યાતા સોંપી, આજ્ઞા તે લોપી.
પુઠળ પુઠળ સાથે તું આવ્યો, એમાં અમારો તે સ્વાર્થ ગુમાવ્યો;
દીધો હતો તને કેટલો બોધ, જોતા મને બહુ ઉપજે ક્રોધ,
જોતા મુખ, થાયે દુઃખ, લાગી ભૂખ, તું જા છોડી આ ઠામ. બટુંક. ૧

બટુંક— રાગ મરાઠી સાખી.

ઝેર વેર નહી ધરો અંતરમાં, ચિંતા નવ રાખો મનમાં;
કહ્યાં પ્રમાણે કાર્ય કરીને, આવી મળ્યો તમને વનમાં.
ક્રોધ નવ કરશો, દયા દીનપર દીલમાં ધરશો. ક્રોધ ન.

શીષ્યો—શાને વાહાલો થાયે અધીક તું, તેં વર્તાવ્યો મોટો ત્રાસ;
પરવારે સૌ કામ કરીને, ત્યારે ના દીશે સૂર્યનો ભાસ.
જો જાુઠ્ઠો હઇશ, બાંધી સમુદ્રમાં નાંખી દઇશ. જો જાુઠ્ઠો

બટુંક— રાગ થયા છોરે પતિ તેજ પ્યારી.

થયો આજે રળીઆત ઘણેરો, કબુલ કરી આ વાર.
કબુલ કરી આ વાર "નર્મદ" નાંખી દો નીરધાર. થયો. ૧

માર્કંડ—કરી પ્રતિજ્ઞા સ્નાન કરીને, આવ્યા જપ કરી ગામ;
જોઇ આંખે દુઃખ દાખે, મન ભાખે, ભય રાખે,
ગુરૂ સહીત સૌ વિસ્મય પામ્યા જોઇ પાક તૈયાર. થયો. ૨

માર્કંડ— રાગ ગિતી.

નાના વિધ પકવાનો, ષટ રસથી તે દીપી રહ્યા સર્વ;
ભોજનકર્ત્તા ભાવે, ગુરૂ સહીત સૌ છોડી મન ગર્વ. રામા.

ગુરૂ— રાગ મરાઠી સાખી.

વરદાન આપું તે સાંભળ તું, જેથી થાએ મન પરશન;
ચાર વેદ ને વિવિધ શાસ્ત્રો, આપ તણે થાશે આધીન.
વળી ચાસ્ય સીદ્ધાંત, તમે ભાંગશો સૌની ભ્રાંત. વળી.

માર્કંડ ઋષી—રાજા યુધિષ્ટર અર્જુનને ગુરૂએ હર્ષમાન થઇ વરદાન આપ્યું અને ત્યાર પછી જેમ મનને આનંદ લાગે એ પ્રમાણે ક્રીડા કરતા હતા અને બીજે દીવસે નર્મદા જળમાં ક્રીડા કરવા સારૂ સર્વે શીષ્યનો સમૂહ ઉતર્યો.

કર્ત્તા— રાગ ગીરધારીરે વાત કહુ તે વીચારો.

રેવા તીરેરે જળક્રીડા સૌ કરતા, મનગમતી રમત તે રમતા;
જેને જેવારે આનંદ લાગે ફરતા, તેવી ઉરમી અંતર ધરતા.
એ તો નાહાતા નીરમળ નીરરે, કરતા સર્વે શુદ્ધ શરીરરે;
જોગ સાધે રાખીને ધીરરે,
દાખ્યો અંતરમાં પણ લીધેલો ધાવ, તેનો આવી મળ્યો છે દાવ.
બારો બાંધ્યોરે મીત્ર તણો એક પળમાં, નાંખી દીધો નર્મદા જળમાં.
પણ સાચવ્યું લીધું હતું જે વનમાં, કીધો શ્રાપ અનુગ્રહ જનમાં.
સાહસ કૃત્ય જોઇને ત્યાંયરે, ગુરૂ દીલમાં અતીશે દુભાયરે;
જેને પ્રગટી અંતર લ્હાયરે,
ક્રોધે રાતારે થયા દીસે લોચન, પણ ધીરત્વ ધરીઉ મન્ન.

જો શીષ્યોરે મરશે સઘળા મારા, તો તો થાશે હેવાલ શું તારા.
છોડ આશારે જીવવાની જે રાખે, ગુરૂ સત્ય વચન મુખ ભાખે.

ગુરૂ— **રાગ મરાઠી સાખી.**

મરી જશે જો શીષ્યો મ્હારા, તો છાંડીસ હું મ્હારો પ્રાણ;
બ્રહ્મહત્યા ચોટશે ભાળે, નીશ્ચે ભોગવે નર્કની ખાણ.
થશે શીરે ગતી, કેમ થઇ આજે તુંજ દુષ્ટ મતી. થશે.

હે મૂઢ આ શીષ્યોના પીતા આવીને જ્યારે મને પૂછશે કે અમારા પુત્રો ક્યાં ગયા ત્યારે મારે શો જવાબ દેવો. વળી તને બ્રહ્મહત્યાઓનું માહાન પાપ પ્રાપ્ત થશે જેથી એ સર્વે શીષ્યોને જળમાંથી જલદી બહાર કાડ.

માર્કંડઋષી— **રાગ ગિતી.**

સનમુખ આવી ઉભો, વિનયપણેથી જોડયા બન્ને હાથ;
પ્રવેશ કરી પાણીમાં, કાઢયો ભારો છોડયો સઘળો સાથ. રામા.

ગુરૂ— **રાગ કવાલીની ગજલ.**

મારા શીષ્યો વિષે જ્યારે ઘણુંરે કહ્યું, ત્યારે સંકટ સઘળું મ્હારૂં ગયું. હારેહારે.
ભારો ધરણી ધર્યો શીવલીંગ થયું. ત્યારે સંકટ. હારેહારે.
મુવા જીવતા થયા તે સ્થાન વીષે, જોતા એની કૃતી અદભૂત દીસે;
આતો સાકાર રૂપ તે વ્યાપી રહ્યું. ત્યારે સંકટ. ૧
શોભા આયુધ આભુષણ તણી, પ્રગટી આજે ધરામાં ત્રીલોકધણી;
થયો વિસ્મય ને મન્ન મારૂં વહ્યું. ત્યારે સંકટ. ૨
કરૂં પૃથ્વી માતા પ્રેમે નમસ્કાર, મને ધન્ય છે પુન્યનો મળ્યો સતકાર;
પામ્યો દર્શન જ્યારે કષ્ટ સહ્યું. ત્યારે સંકટ. ૩

તમે શાક્ષાતકાર દીસો ઇશ્વર, ક્ષમા માગુ બોલ્યા તણી હું હર;
મારૂં હીનમતીનું વચન લહીં. ત્યારે સંકટ. ૪

**બટુક— રાગ-મારા ભાગ્ય તણો નહિ પાર.**

તમે તો પુજનીક છો મ્હારા, પૂજવા ચર્ણ જોઇએ તમારા. ટેક.
દેવ સમાન ગણુંછું તમને, દૈવત જોઇ અપાર;
પીતા અમારા કાહાવો કહુંછું, તમને કરૂં નમસ્કાર. તમે તો. ૧
જન્મ આપે જનોઇ આપે, આપે વીદ્યાદાન;
અન્ન પુરૂ કરે જે નીશદીન, ભયમાં તાત સમાન. તમે તો. ૨

**માહાદેવ— રાગ ગિતી.**

આજ થકી કહેવાશે, ભૂતળમાંહી ભારભૂતી નામ;
પુજન કરશે મ્હારૂં, તે જન પામે ભક્તી મુક્તી ધામ. રામા.

**માર્કંડઋષી— રાગ મરાઠી સાખી.**

સત્ય વચન મુખથી ભાખે છે, વિષ્ણુશર્મા વીપ્રકને;
સંશય છોડો હોય જે મનમાં, ધાર્યું ઇશ્વર કેરૂં બંને.
કરી વાત શમાન, થયા ઇશ્વર અંતરધ્યાંન. કરી વાત.

હે અરજુન આ તિર્થને વીશે એક બીજો ચમત્કાર બનેલો તે તું સાંભળ. તે સાંભળવાથી પાપ તરત જ નાશ પામે છે તે તને હું વિસ્તારીને કહું છું.

**માર્કંડઋષી— રાગ અલબેલી અંબેમાત જોવાને જઇએ.**

ગતસત્ યુગમાં ધનવાન, જેને ઉર પ્રેમ વસ્યો;
ધરે નીત્ય પ્રભુનું ધ્યાન, અતિ આનંદ થસ્યો. ટેક.
સુકેશ કેરો પ્રતાપ દેખી, ઝાંખા થયા દાન જનરે;
ધર્મ નીતિથી પ્રભુ કૃપાએ, પામ્યો પુત્ર રતંન. જેને ઉર. ૧

બુદ્ધિશાળી સોમ શર્મા, માહા ચતુર સુજાણરે;
વણીક સહેદેવ મીત્રતાથી, નીવડયો રત્નની ખાંણ. જેને ઉર. ૨

**સોમશર્મા— રાગ અચકો મચકો કારેલી.**

સાથે રહી કરીએ વેપારજો, ફીકર ના રાખો દ્રવ્ય તણી.
એ આજીવીકા આધારજો. ફીકર ના રાખો.
દ્વીપ છોડી જવું દ્વીપ બીજેજો, ફીકર ના રાખો.
વિધ વિધના વાસણ લીજેજો, ફીકર ના રાખો.
છૈયે સરખી વયના બન્નેજો, ફીકર ના રાખો.
ફાળે વ્હેંચી લઇશું ધનનેજો, ફીકર ના રાખો.
કરો વહાણ હવે તૈયારજો, ફીકર ના રાખો.
ઢીલ કરવામાં નથી સારજો, ફીકર ના રાખો.

**કર્ત્તા— રાગ મુખડાની માયા લાગીરે.**

નાવે બેસી બન્ને મિત્રો ચાલ્યારે, વેપાર કરવા.
આવ્યો બીજે દ્વીપ વાહાણ ખાજ્યાંરે, વેપાર કરવા.
જે લાવ્યા તે વેચી દીધા, કનક રત્ન પેદા કીધાં,
આનંદે નીકળ્યા સીધારે, વેપાર કરવા. ૧
માહા જળમાં નાવ ચાલે, મિત્ર ખોળે માથુ મ્હાલે;
સોમશર્માને નિંદ્રા ઢાળેરે. વેપાર કરવા. ૨

**સહેદેવ— રાગ મરાઠી સાખી.**

ધન સર્વે સત્તામાં એની, મસ્તક ખોળે ધરીયું સાર;
ભર નિંદ્રામાં આવી ચુકયો, શાને ઢીલ કરૂં આ વાર,
નાંખુ જળમાં, પ્રાણ એનો નીકળશે પળમાં. નાંખુ જળ.

**કર્ત્તા—** **રાગ ગિતી.**

ઉતરો નાવ વીશેથી, કષ્ટ પામતો ધન લઈ આવ્યો ધામ;
કાળે કરી થયું મૃત્યુ, યમદુત યમપર લઈ જાતાજ તમામ. રામા.

**માર્કંડઋષી**—હે યુધીષ્ટર સોમશર્માને નદીમાં નાંખનાર જે સહેદેવનો ટુંક દીવસમાં કાળ થયો અને યમદૂતો તેને બાંધી યમ પાસે લઇ ચાલ્યાં.

**માર્કંડઋષી— રાગ તારી ભક્તી બોઢાણાને ભાવી.**

સૂર્ય તાપે તપી રહી રેતી, દશા શી આવીરે, ઘણું કસ્ટ પડયું ગયો ચેતી, દશા.
માર્ગે માગે ખાવાનું પાણી, દશા શી આવીરે, ઘાલે મુખમાં અંગારા આણી. દશા.
ત્રાસ પામીશ ભારે ભાઇ, દશા શી આવીરે, મ્હારા છૈયા આવોને વહેલા ધાઇ દ.

**સહેદેવ**—

આવ માતા તુ પુત્રની બ્હારે,દશાશી આવીરે,પીતા આવી પડયું દુઃખ ભારે. દશા.
શું સુખમાં બેશી રહી રામા, દશાશી આવીરે, હવે સ્વામી થયા છે નકામા. દશા.

**માર્કંડ**—યમના દૂતો યમની પાસે બાંધી લાવ્યા અને કેવા લાગ્યા કે હે દેવેશ આ મીત્ર ઘાતકી સહેદેવને જોઇ હુકમ કરો ત્યારે દેવેશના મુખમાંથી નીકળ્યું કે એ પાપીનું મુખ મારે જોવું નથી. જાવો ઋષીઓ પાસે જઇ ન્યાય કરાવી તેમના કેવા પ્રમાણે શિક્ષા કરો.

**યમદુતો— રાગ કસુંબી રંગ હોગઇ.**

રે લાવ્યા (૪) અમે માહાપાપી.
કર્યો મીત્ર તણો એણે ઘાત, આજે લાવ્યા અમે માહાપાપી.
અમે તો સૌ દુતો (૩) તમારાં છૈયે, એણે કર્યો અતી ઉતપાત. આજે.

**યમરાજા**—

મારે નથી જોવું (૩) ઘાતકી મોહું, જઇને પુછો રૂપીને ત્યાંય. આજે. ૨

**યમદુત—**

અમે રૂખિં લાવ્યા (૩) કરાવા ન્યાયે, વિશ્વાસઘાતકીનો દંડ શું થાયે આ. ૩

**રૂષીઓ— રાગ હરીભજતા હજુ કોઇની લાજ જતા.**

ધર્મ શાસ્ત્ર તપાસ્યાં પુરાણ, નથી ઠામ ઠરવા તણું;
ગુરૂ પત્ની ગમન સુરા પાન, વિશે છે એધાણ ઘણું. ધર્મ. ૧
જેની જેવી કરણી તેવો ન્યાય, લખે ગ્રંથ કરતા અતિ;
નાંખો શત્ કોટી નર્કનીમાંય, શિક્ષા પામે મૂઢમતિ. ધર્મ. ૨
લીધું એણે નથી હરી નામ, બહુ દુઃખ સેહેશેરે;
ઝટ આપજો જઇને મુકામ, જીવો શૌક નડશેરે. ધર્મ. ૩

**દૂતો— રાગ ચાબખાનો.**

પડેલો નર્ક કુંડે પાપી, અમે તો રાખ્યો અદ્યાપી.
નર્કકુંડમાં રહેવા માટે, જગ્યા રહી નવ ખાલી;
પૂછવા માટે આવ્યા તમને, બતાવો બુદ્ધીશાળી પડેલો નર્ક. ૧
કૃમીકીટ કીડી જુ માંકડ, મૃગ પક્ષી કાંચીડો;
વીંછી અજગર યોની દેજો, કાક ખરમર ગીડો. પડેલો નર્ક. ૨
જડ યોનીમાં જન્મ આપજો, પછી વૃષભ અવતાર;
રાજા ઘેર જઇને બંધાશે, વેહેશે ભાર અપાર. પડેલો નર્ક. ૩

**કર્ત્તા**—યમના કેવા પ્રમાણે દૂતોએ છેલો વૃષભ એટલે બળદનો અવતાર આપ્યો તે રાજ દરબારમાં બંધાયો અને રાજા જાત્રાયે ગયા ત્યારે સાથે લઇ ગયા હતા.

**રાજા— રાગ પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે.**

ગુરૂદેવને બોલાવો વેહેલા અહીંરે,
વીપ્ર સાથે લઇને આવો રાજદ્વાર;

કાલે પ્રાતસ્કાળે જવું નર્મદા સ્નાનેરે.
ઘરમાં રહીનેરે સ્નાન દાન કરતા નથીરે;
જેથી એક વરસનું પુણ્ય કરેલું જાએ. ટેક. ૧

**શાખી—** સઘળા ચાલો સાથમાં, મે ભરીઉ ગાડે ધન;
કારતક વદી ચૌદશ તણો, આજે ઉત્તમ દન.
ભસ્મ મૃતીકા ગોમય કરમારે ધર્યા છે;
પંચ ગવ્યને હીરણ્ય કુશોદક,
કરાવો દશ વીધીનું સ્નાન વેદ મંત્રે કરીરે.

**શાખી—** પ્રથમ પોહરે પુજા કરૂં, પંચ ગવ્યે શીવરાય;
સુવર્ણ અર્પું સ્નેહથી, કીલ્મીશ દુર પળાય.
બીજે તંદુળ વસ્ત્રો ગાય દુધ અર્પું સહીરે,
વીધીએ તીજે મધતળ, દઇને લાગું પાય;
ચોથે દધી ભાત દઈ નમું હું શીવજી આપણેરે.

**માર્કંડઋષી—** **રાગ ગિતી.**

વાહનમાં બેશીને, સ્નાન કરવા આવેલો રાય;
પાપ પ્રલય સૌ કરવા, બેલ અશ્વને નવડાવ્યા ત્યાંય. રામા.

**આકાશવાણી—** **રાગ હું મસ્તાની પ્રેમની.**

શુણ રાય તારા સંગથી, ફળ પામ્યો સારૂં બેલરે;
ફળ પામ્યો સારૂં બેલરે, તુટી ગયો પ્રપંચ ખેલરે. સુણ રા. ૧
મીત્ર ઘાતકી એ હતો, ટાળ્યું તેનું દુઃખ;
એક હજાર જન્મો થયા, પામ્યો આજે સુખ;
નર્ક ઘણા ભોગવ્યાં, છોડાવી સેહેજે જેલરે. સુણ રા. ૨
વિમાન દેવે મોકલ્યું, વસ્ત્ર ફુલ ને હાર;

દાગીના દેવો તણા, પહેરી થયો તૈયાર;
જુવો માહાત્મ તીર્થનું, શીવે મુક્તી આપી સહેલરે. સુણ રા. ૩

**માર્કંડ— રાગ કામણ દીસે છે અલબેલા.**

સાંભળ રાય યુધીષ્ટર, તીર્થ માહાત્મ દીસે ઘણુંરે. ટેક.
કારતીક વદ ચૌદશનો જાણો, વ્રત ઉપવાશ તણા પરમાણો;
ચારે પોર પુજન કરવાનું, ઉમા કંથ શીવજી તણુંરે. સાંભળ. ૧
અશ્વમેધનું ફળ પામે છે, આકેમ ચૌદશ દુઃખ વામે છે;
વળી વૈશાખે એ પ્રમાણે, ફળ પામે અક્ષય ઘણુંરે. સાંભળ. ૨

**કર્તા— રાગ રઘુપતીરામ રૂદેમાં રેહેજોરે.**

સદા સેવો શીવજી સુખકારીરે, સેહેજે પાપીને લે છે ઓધારી. ટેક.
યાત્રા ભારભૂતીશ્વરની જઇએરે, રેવા સ્નાને પવીત્ર સૌ થઇએરે;
દર્શન શીવના કરી રાત રહીએ. સદા સેવો. ૧
શોભા ભાદ્રપદ માસની સારીરે, માસ અધીક તણી શું બલહારીરે;
સ્મર્ણ કરજો સૌ જન ત્રીપુરારી. સદા સેવો. ૨
મંત્ર પંચાક્ષરથી જપે જાપરે, સદા સન્મતિ તેને તું આપરે;
તારા ભક્તના કીલ્મીશ કાપ. સદા સેવો. ૩
જગમાં હરીહરની છે જોડરે, પુરો કાશીશંકરના કોડરે;
બોલો હરીહર જન રણછોડ. સદા સેવો. ૪

**થાળ— રાગ સુંદીર શામળીઆના નામ.**

ધરી સૌ સામગ્રી, શીવજી ગ્રહણ કરોને. ધરી. ટેક.
ભાવથી ધરીઆ છે મેવા, કનક પાત્રમાં મુકયાં લેવા;
આરોગો ઉમીયાપતી દેવા, વીનતિ ઉર ધરોને. ધરી. ૧

નેક ટેક જાળવજો મ્હારો, સેવક છે શીવમાર્ગિ તારો;
એને કદી નવ આપ વિસારો, દુઃખડા સર્વે હરોને. ધરી. ૨
કાશીશંકર વીનતિ કરતો, મન માનીતો હર્ષજ ધરતો;
ખરા પ્રેમથી શીવ ઓચરતો, અર્પે ભક્ત ઠરોને. ધરી. ૩

## આરતી શીવની.

આરતી તારી ઉતારૂં, સદા શીવ, આરતી તારી ઉતારૂં. ટેક.
વાગામ્બર ધરીયું છે અંગે, શોભે ભસ્મ ત્રીપુંડ, તમારૂં. સદા શીવ. ૧
ત્રીનેત્રે ત્રીલોક કીધા વશ, વાહન નંદી તણું છે સારૂ. સદા શીવ. ૨
ચંદ્ર ધર્યો લલાટ વીશે છે, આપ્યું ગંગાને સ્થાન તે ન્યારૂં. સદા શીવ. ૩
અર્ધાંગે ઉમીઆજી બીરાજે, શું ત્રીશુળનું તેજ ઉચ્ચારૂં. સદા શીવ. ૪
ગળે રૂંઢમાળા છે બીલ વ્હાલા, અદભૂત છબી તુજ ધારૂં. સદા શીવ. ૫
પ્રસંન થતા કાંઈ વાર ન લાગે, ભક્ત સંકટ છો નિવારૂં. સદા શીવ. ૬
વિનયપણે કાશીશંકર કહે છે, ભજો શીવ રીપુને વીદારૂં. સદા શીવ. ૭

## દોહરો.

વાયુક્ત શીવ સંહીતા, રેવા ખંડે સાર;
બારભૂતીશ્વર તિર્થનો, લખ્યો છે વિસ્તાર. શીયા.



# જાહેર ખબર.

## અમારા દવાખાનામાં બનતી દેશી દવાઓ વાપરો.

## ચમત્કારી દેશી દવાઓ તૈયાર છે.

સુકતાન માટે અકશીર બાલાયુપી. કીંમત શીશી ૧ નો રૂ. ૦—૮—૦

ક્ષય તથા ખાંસી માટે વાસામૃત. કીંમત શીશી ૧ નો રૂ. ૦—૧૨—૦

પ્રદર માટે અકશીર દવા. કીંમત શીશી ૧ નો રૂ. ૧—૦—૦

સુવર્ણ વસંત માલતી ગો. તો ૧ ની કીંમત શીશી ૧ ના રૂ. ૧૭—૦—૦

અબરખ ભસ્મ સહસ્ત્રપુટી તો. ૧ ની કીંમત શીશી ૧ ના રૂ. ૫૧—૦—૦

વાયાં સુંઠની ગોળી બચ્ચા માટે ગોળી ૧૦૦ ની કીંમત શીશી ૧ ના રૂ. ૦—૮—૦

બાળ સ્વરધ્ન વસા કુકડીયા ખાંસી માટે કીંમત શીશી ૧ ના રૂ. ૦—૮—૦

ઉપર બતાવેલી દવાઓનું પોસ્ટેજ જુદું લેવામાં આવશે.

**બનાવનાર—વૈદ્ય કાશીશંકર રવીશંકર,**

ઠે. આયુર્વેદીક ઔષધાલય—પોસ્ટ **હાંસોટ.**

તા. અંકલેશ્વર. જીલ્લે—**ભરૂચ.**

# જાહેર ખબર.

પ્રીય સજ્જનો અમારા તરફથી તૈયાર થઇ ચુક્યું છે ! જેનું નામ સંગીતમાં શ્રી સત્યનારાયણ કથા સાત અધ્યાય વાળ થોડા દીવસમાં છપાઇ બહાર પડશે માટે ખરીદનારના અગાઉથી આવેલા નામો દાખલ કરવામાં આવશે. માટે પોસ્ટ કાર્ડ લખી મોક જેની કીંમત રૂ. ૦–૪–૦ રાખી છે. પોસ્ટેજ જુદું.

તા. ૨૧–૭–૧૭.

મળવાનું ઠેકાણું–**હાંસોટ.**

**દવે જમીએતરામ રવીશંકર**

**તથા દવે કાશીશંકર રવીશંકર.**

ઠે. આયુર્વેદીક ઔષધાલય—**મુ. હાંસોટ**